# લગ્ન ગીત મણિમાળા.





લેખક.

શ્રીયુત પાદરાકર.

# લગ્ન-ગીત-મણિમાળા.

લેખક

રા. મણિલાલ મોહનલાલ.

પાદરાકર,

મુ. પાદરા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર જદુલાલ નારણદાસ ચોકશી.

મુ. નડીઆદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સને ૧૯૨૪.

કીંમત. ૦-૫-૦

योगनिष्ठाध्यात्मज्ञानदिवाकर सद्गुरु श्रीमद् बुद्धिसागरसूरिजी
चरणसरोजेभ्यो नमः

# Loving Wife.

Believe me, man, there is no greater bliss,
Than is the quiet joy of Loving wife;
Which who so wants half of himself, doth miss;
Friend without change, play fellow without strife;
Food withont fulness, Counsel without pride;
Is this sweet doubling of our single life?

*Sir Philip Sidney.*

"પતિએ પત્નિવ્રત લેવું, ને પત્નિએ પતિવ્રત લેવું; એવી પરસ્પરની પૂણ્ય પ્રતિજ્ઞા. તેજ લગ્ન !"

कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री, षाड्गुण्यमेतद्धि पवित्रतानाम् ॥

"સુઘડ ને સ્નેહિ સ્ત્રી વિના સંસાર સાવ સુનોજ સહમજવો !"

जीन प्रेमीओंका कर्म बस, निस्वार्थ सेवा मात्र हय ।
वेहि जगतकी ज्योति उज्वल, प्रेम के सत्पात्र हय ॥

**Love is God: ! God is Love ! !**

# પ્રકાશકનું વકતવ્ય.



ભારત વર્ષની વાંચક બ્હેનોના કરકમળમાં–આ લગ્ન–ગીતો મુકતાં અતિશય આનંદ થાય છે. ગુજરાત કાઠીયાવાડમાં લગ્ન–જેવા મંગળ પ્રસંગે ફટાણું ગાવાનો નિંદ્ય રિવાજ બંધ થાય અને સારાં–માંગળીક સ્વદેશભાવના ભર્યાં–ધર્મતત્વ યુક્ત ગીતોનો પ્રચાર થાય એજ શુભ ઉદ્દેશથી અમોએ જાણીતા કવિ શ્રીયુત્ પાદરાકર પાસે આ લગ્ન ગીતો તૈયાર કરાવીને પ્રકટ કર્યાં છે, અને અમને આશા છે કે ગુજરાત કાઠીયાવાડ તેનો યોગ્ય સત્કાર કરશેજ.

ભૃગુ એટલે ભગવાન અને કમલા–એટલે લક્ષ્મિજી આ અર્થ સૌને સહજ સમજાય એવો છે.

પ્રથમ આવૃત્તિને યોગ્ય આવકાર મળતાં બીજી આવૃત્તિ વધુ ઉત્તમને આકર્ષક રિતે પ્રકટ કરવા અભિલાષા છે.

પરમાત્મા આ પુસ્તકદ્વારા હમારા ભારતમાં ધર્મ–સ્વદેશભક્તિ, દંપતી પ્રેમ તથા આદર્શ–લગ્નની ભાવનાને સફળ કરી વિસ્તારો એ સુભાષા: ૐ

પ્રકાશક.



# કુળ કથા ગીત!

( સખિયો નીજ નીજ નીતિ ધર્મ—એ રાગ. )

જગમાં ગાજે ગરવો ગુર્જર દેશ સોહામણોરે !
જેના દર્શનથી પરદેશી તો ઠરી જાય !
ઉજ્વળ ભાનુ સુખ સૌભાગ્ય તણો રળિયામણોરે !
એવા ગુજરાતે કાંઇ ગાંધી ઉતર્યા બહેન ! જગમાં !

સાખી—સિદ્ધરાજ, વનરાજને કુમારપાળ નરેશ !
વિમલ મંત્રી મુંજાલ જ્યાં, હતા પ્રધાનો બેશ !

ભોળા ભીમદેવની રાજધાની રળિયામણીરે !
એતો કનક કટોરો ગરવો ગુર્જર દેશ ! જગમાં !

સાખી—હાકલ દીધી ગાંધીએ ! જગાવ્યો ભારત દેશ !
સાબર તિર ડેરા દઈ ! લીધો ફકીરી વેશ !

જાણે નરકેસરીયો, ઘૂઘવે ગર્જી જંગલોરે !
એવા અસહકારીઓ ઘૂમે છે ગુજરાત ! જગમાં

સાખી—મહારાજ સયાજીનું વડોદરા વિખ્યાત !
શ્રીમંત ગાયકવાડ જ્યાં, રાજ્ય કરે રળિયાત !

જેની શુરવીરતાના ડંકા જગમાં ગાજતારે !
પોતે સ્વદેશ કેરા સેવક ચતુર સુજાણ ! જગમાં.

સાખી—નગર પાદરા શોભતું-વડોદરાની પાસ !
કુદરત લીલુડી વાડિયો-સ્વર્ગ તણો દે ભાસ !
એવા પદ્મપુરમાં ધર્મ ધુરંધર વીરલારે !
નામે હિંમચંદ સુત-વકીલ. મોહનલાલ. ! જગમાં.
સાખી—સ્વદેશભક્ત પવિત્ર જે, જ્ઞાની અંતર આપ !
વડા પુત્ર વત્સલ પિતા, નગર ભૂષણ નિષ્પાપ !
શોભે જોડ પુત્રની મણિલાલ-રતીલાલનીરે !
સેવે માતતાતને-આજ્ઞાધારક આપ ! જગમાં.
સાખી—મણિલાલ તો પાદરાકર, કહેવાયે આપ !
ગુરૂ ગાજે જગ જેહના, 'બુદ્ધિસાગર' અમાપ !
એતો શ્રાવક કુળમાં-મહાભાગ્યથી જન્મીયારે !
જમનાં માતા જેનાં દર્શનથી દુખ જાય ! જગમાં.
સાખી—પુત્રો બે મણિલાલને, ભગુભાઈ છે જેષ્ટ !
પોપટ નાનો જાણજો, વિનય વિવેકે શ્રેષ્ટ !
લીધાં લગ્ન ભગુનાં, મધુ માસની પંચમીરે,
જાશે જાન બોરસદ, સત્યાગ્રહ ભૂમિ જ્યાંય ! જગમાં.
સાખી—વકીલ મોતીલાલની-પુત્રી કમલ સુજાણ !
પરણાવે બહુ હોંશથી-ઉગ્યો આનંદ ભાણ !
લગ્ને વિઘ્ન ટળે ગુરૂ બુદ્ધિસાગર નામથીરે !
"મણિમય" મંગળ અવસર હોજો સફળ શ્રીકાર ! જગમાં.

# લગ્ન-ગીત-મણિમાળા.

## ગીત. ૧

( ભમરા પહેલો વધાવો—રાગ )

સજની ! પ્રથમ નમુ શ્રી ગુરૂ દેવને !
જેના સ્મરણોથી વિઘ્નો જાય !
મ્હેં તો લગ્ન અમુલખ માંડીયાં !
બહેની ! બીજે નમુ હું પ્રભુ પદ્મમાં !
સઉ મંગળના કરનાર ! મ્હેં તો !
સજની ! ત્રીજે નમુ શ્રી શારદ માતને !
બળ બુદ્ધિ અંતર ભરનાર ! મ્હેં તો !
બહેની ! ચોથે નમુ છુ ગાંધી મહાતમા !
મહારો દેશ ઉદ્ધારણહાર ! મ્હેં તો !
સજની ! પાંચમે નમુ કુળદેવતા !
જેથી લગનમાં હોય જયકાર ! મ્હેં તો !
બહેની ! વર-કન્યા બહુ સુખ પામજો !
" મણિમય " આશિષ એ ઉચરાય ! મ્હેં તો !

---

## બાપુને આમંત્રણ.

## ગીત. ૨

( લખે લંકાં થકી સીતા સુન્દરી !—રાગ. )

લખી કંકોતરી પૂરા પ્રેમથી !

મ્હારે અમુલખ લગ્ન પ્રસંગ ;
ગાંધીજી પધારજો !

સાથે કસ્તુરબાને લાવજો !
લઇ રામ અને દેવીદાસ ! બાપુજી પધારજો !
જો જો ભુલતા શ્રી ગોપાલદાસને !
એ તો સૌરાષ્ટ્રના શિરદાર ! ગાંધીજી !
મહમ્મદ અને શૌકત સાથમાં !
બી અમ્માને લાવે નિર્ધાર ! બાપુજી !
રખે વલ્લભ અનુસુયા રહી જશે !
મહાદેવ કલ્યાણ દયાળ ! ગાંધીજી !
વૃદ્ધ આબ્બાસને ન વિસારશો !
સૌ સત્યાગ્રહી સૈન્ય સાથ ! બાપુજી !
અમે ખાદીના મંત્રો આરાધશું !
વળી રેંટિયા પૂજન સાથ ! બાપુજી !
તમ આવ્યે લગ્ન રૂડાં શોભશે !
સાથે આશ્રમનાં બાળગોપાળ! ગાંધીજી !
કહો તો પાઠવીયે સુખપાલને !
ઘોડા હાથી સજ્યા શણગાર ! બાપુજી !
બાપુ ! આપતો દેશ ફકીર છો !
આવો અર્પીયે "મણિમય" માળ ! ગાંધીજી !

---

# મંડપ સ્વાગત્.

## ગીત. ૩

( તમે અજાણ્યા, હમે જાણીએરે—રાગ. )

બ્હેની ! લગ્ન મંડપમાં પધારજોરે !
સાથે સાહેલીઓ ન વિસારશો રે !
આજે અમુલખ અવસર બેશરે !
સલુણી ! સાચી કહું વાતડીરે !
શોભે મંડપ સુર્ય પ્રકાશથીરે !
વળી ચંદ્ર શીતળતા ચોપાસથીરે !
જાણે શોભે સ્વરાજ્યથી દેશરે ! ગુણવંતી !
બ્હેની સાડી શિયળની શોભતીરે !
હાથે કાંતી વણી ખાદી ઓપતીરે !
એતો અમુલખ ઉત્તમ વેશરે ! મધુરી !
પહેરી લજ્જા કસુંબલ કાંચળીરે
ચતુરાઇનો ચણીઓ વળી ધરીરે !
આજ્યે મંડપ શોભશે બેશરે ! સલુણી !
ધરો પટકુળ પ્રેમથી ધર્મનુરે !
સદ્ભાવ કિનારીના મર્મનુંરે !
તેથી અંગ જણાય ન લેશરે ! સુગુણિ !
કર વિનય રૂમાલ ન વિસરો રે !
કેડે કુંચી વિવેકની તો ધરોરે !

જેથી જીવન શોભે વિશેષ રે! સાહેલી !
રૂડાં પતિવ્રતથી ભર્યાં દિલડાં રે !
રગરગ પ્રભુ ભક્તિ થકી જડયાં રે !
પ્રભુ ચરણુમાં પ્રેમ હમેશ રે! સલુણિ !.
એવા વેશે મંડપમાં પધારશો રે !
નીતિ ગીતથી શોભા વધારશો રે !
નવ વિસરો "મણિમય" દેશરે ! સુગુણી !

---

## સ્વાગત.

### ગીત. ૪

( ઝીણા ઝરમર વરસે મેહ—રાગ. )

આવો ! આવોને શાણી બ્હેન, ગીતડાં ગાવાને !
ભર્યાં નયનોમાં લગ્નનાં ઘેન, ઘેલાં થાવાને !
અમૃતના અવસર છે લગ્નો, રસસાગર ઉભરાયરે !
નવલાં ચેતન રગરગ પ્રકટે ! લોચનીયાં લ્હેરાય ગીતડાં !
અંતરનાં બંધન સંધાવા ! અમુલખ લગ્ન પ્રસંગરે !
અનંતતાની ઉજવળ દોરી ! બાંધે અંગો અંગ ! ગીતડાં !
સુન્દર શા સહચાર હૃદયના ! સાધે વર-કન્યાય રે
ભવસાગર તરવા જીવનરથ ! જોડે બેઉ સહાય ! ગીતડાં !
કનક રત્ન જડિયો માનવ ભવ ! શિલ કુલવટ સોહાયરે !
પતિ–પત્નિના પ્રેમામૃતથી ! વિશ્વ સ્વર્ગ થઈ જાય ! ગીતડાં !

ધર્મ નીતિને સ્વદેશ પ્રીતિ ! પતિ ભક્તિ સંગાથરે !
પાળે કુળ વધુ ને કુળદીપક ! સ્મરી ત્રિભૂવનનાથ ! ગીતડાં !
શાંત પ્રકટે અંતરમાં, સદ્દગુણની ઝળહળ જ્યોતિરે !
જીવનને અજવાળે મોંઘાં ! પવિત્રતાનાં મોતી ! ગીતડાં !
કુમલકળા શાંતિ ઉછાળે ! મંગળ અવસર માંહ્યરે !
"મણિમય" મંગળ ધર્મતરૂની ! સદાય હોજો છાંય ! ગીતડાં !

---

## મંડપ ગીત.

### ગીત. ૫

( ભમરા પહેલો વધાવો—રાગ. )

બ્હેની ! મંડપ રોપ્યો મંગળ માળનો !
જેની શોભા છે અપરંપારરે !
ગુણવંતી ગોરી ! મંડપ ગીત રળિયાંમણું !
સજની મંડપ ચૉકયો આજે ચૉકમાં !
જેમાં જડિયાં છે માણેક હીરા હેમરે ! ગુણવંતી !
બ્હેની ! મંડપમાં મનહર કોરણી !
કોર્યાં હંસને મોરલીયાની જોડરે ! રસવંતી !
સજની આરે મંડપમાં વરવહુ પરણશે !
જેનાં કુલશિલ ઝાકમઝાળરે ! ગુણવંતી !
બ્હેની જૈનશાશન રળિયાંમણું !
કરજો રક્ષા મંગળ મંડપ માંહ્યરે ! રસવંતી !

સજની 'ગાંધીજી'ને ન વિસારીયે !
જેણે દીધાં ભારતને નવલાં જ્ઞાનરે ! ગુણવંતી
બ્હેની ખાદી પહેરીને પહેરાવજો !
શોભે ખાદીના મંડપ મનોહારરે ! રસવંતી
સજની ભૃંગ-કમલ સમ પ્રિતડી !
ધરજો શિયળ 'મણિમય' અલંકારરે ! ગુણવંતી !

---

## લગ્નમાં ગાંધીજીને આમંત્રણ !

### ગીત. ૬

( તમે અજાણ્યા અમે જાણીયેરે—રાગ. )

મ્હારે અમુલખ અવસર આવીયારે !
લીધાં લગ્ન તમે ભલે આવીયારે !
બાપુ ! અમને ઘણી ઘણી હોંશ રે !
ગાંધીજી ! પાછા ભલે આવીયારે !
તમ વિણ ગુજરાત સુનો હતો રે !
બાપુ ! વિરહ તમારો હૈયે ચઢયો તો !
હવે હર્શને હર્ષ ન માયરે ! ગાંધીજી !
તમે મોંઘેરા મંત્રો ફુંકીયારે !
નવચેતન દેશ રેલાવીયાં રે !
સત્યાગ્રહ જાપ જપાય રે ! બાપુજી !
બાપુ ! સાચી ફકીરી તમે ધરી રે !

મુખ સાહ્યબીને ઠોકરે ધરી રે ।
જેથી સાચુ સ્વરાજ્ય પમાય રે ! ગાંધીજી !
લઈ સ્વરાજ્ય વહેલા પધારજો રે !
અમ આમંત્રણને સ્વિકારજો રે !
માંડયાં લગ્ન સુકુમળાનાં આંહ્ય રે ! બાપુજી !
અમે ખાદીના મંડપ રોપીઆ રે !
મુદ્રા લેખ સ્વરાજ્ય આરોપીયારે !
કર્તવ્ય બાપુ ! કહેવાય રે ! ગાંધીજી !
રૂડી રૂતુ વસંત ખીલી રહી રે !
મહામાસની કૃષ્ણ સુપંચમીરે !
એવા અવસરે પગલાં કરવાય રે ! ગાંધીજી !
કર કુમ્ કુમ્ પુષ્પમાળા ધરી રે !
તપ પુજન કાજ ઉભા અહિં રે
આવો અવસર 'મણિમય' માંહ્ય રે ! બાપુજી ।

---

## લગ્નમાં દેશનાયકોની પધરામણી.

ગીત. ૭

( સખિ જ્યારે સુખના વાયુવાય, હૃદય હરખાવતા રે
લોલ—એ રાગ. )

બ્હેની આજે આનંદ અપરમ પાર—
લગન નિરધારીયાં રે લોલ !

બ્હેની મ્હારી મંડપ શોભા અપાર—
ગાંધીજી પધારીયા રે લોલ !

બ્હેની મ્હારી મહમ્મદ શૌકત વલ્લભે—
કાર્ય સુધારીયાં રે લોલ !

બ્હેની મ્હારી ખાદીના મંત્ર જપાય કે—
વિઘ્ન નિવારીયાં રે લોલ !

બ્હેની મ્હારી કસ્તુરબા પણ સાથે—
સૌએ વધાવીયાં રે લોલ !

બ્હેની મ્હારી નહેરૂ દાસ ગોપાલકે—
જેલથી આવીયા રે લોલ !

બ્હેની મ્હારી આંગણુ દેશના દીવડા—
લગ્ને પધારીયા રે લોલ !

બ્હેની મ્હારી ભાગ્ય તણો નહિં પાર કે—
પ્રભુ પગલાં થયાં રે લોલ !

બ્હેની મ્હારી લાલન પણ મહેમાન કે—
વિઘ્ન દુરે ગયાં રે લોલ ]

'મણિમય' ભૃંગ—કમલની જોડ હો—
અખંડ પ્રભુ દયા રે લોલ !

---

# વરઘોડાનું ગીત.

## ગીત. ૮

[ લાડી ઉભી છે અટારીએ લાડો પરણવા જાય રે–રાગ. ]

આનંદ મંગળ આંગણે, રૂડાં ગીત ગવાય રે !
વસ્ત્ર ધરી વર શામળા, આજે પરણવા જાય રે ! આ.
માવડી મન મલકાય છે, અંગે હરખ ન માય રે
બ્હેની બોલું બોલું થઈ રહી–વીરો પરણવા જાય રે ! આ.
તાત બન્યા રળિયાત–ને–ભાઈ હર્ષ ન માય રે !
મિત્રો કરે મીઠી મશ્કરી ! વરજી પરણવા જાય રે ! આ.
માથે મંડિલ ખાદી ટોપીનું–જામા ગજીયા સોહાયરે !
ધોતી જોડો ખાદી ધારીયો, નવશા પરણવા જાય રે ! આ.
હય હણહણતો પલાણીયો, દેશી સાજ મંડાય રે !
વરને ઘોડે બેસાડતા, મામા–હર્ષ ભરાય રે ! આ.
ચરણે ખાદી કેરી મોજડી ! ખાદી કુલડાં સોહાય રે !
તિલક કરે માડી ઘેલુડી, પુત્ર પરણવા જાય રે ! આ.
ખભે ખાદી શાલ શોભતી, ખીસે ખાદી રૂમાલ રે !
સુતર ફુલનો હારલો, વર કંઠે સોહાય રે ! આ.
ખાદીમાં ખીલતા સુપુષ્પશા, ભૃંગ–કમલ જણાય રે !
આંખડીઆંજી માતાજીયે, ગાલે કાજળ ટપકાય રે ! આ.
ખાદીના મંડપ શોભતા, ખાદીધ્વજ ફરકાય રે !
ખાદી રસીક વર મિત્રનાં, હૈયાં હરખાઈ જાય રે ! આ.

ઉઘલી વરઘોડે નીકળ્યા, વરજી મંડપે જાય રે !
લાડકડી ચડીરે અટારીયે, ખાંતે નીરખે વરરાય રે ! આ.
ગોરી ખાદી પહેરી સંચરી, તાંબુલ છાંટવા જાય રે !
'મણિમય' રામ-સીતા સમાં, સુખી વરવહુ થાય રે ! આ.

---

## ફુલ છાબ !

### ગીત. ૯

[ માલણ ગુંથીલાવ ગુણિયલ ગજરો-રાગ. ]

માલણ રૂડી છાબ ફુલડાંની લાવી !
દીધાં જ્ઞાન સુપુષ્પો બિછાવી ! માલણ !
શોભે શાંતિ ગુલાબ રૂપાળો, ક્ષમા ચંપો સુવાસીત ભાળો !
દયા ડમરો દીપે મર્માળો ! માલણ !
રૂડો સત્શીલ મોગરો શાણો ! કરૂણા કેવડો પરિમળ ખાણો !
શમતા માલતી શોભે મઝાની ! માલણ !
નીતિ જૂઇની વાસ રૂપાળી ! સદ્ભાવની મેંદી મ્હેં ભાળી !
વિશ્વ બંધુતા જાઈ સુંવાળી ! માલણ !
પડાપાંદડિ ભક્તિ રસાળી ! પ્રભુ પ્રેમ ચમેલી રૂપાળી !
શુદ્ધ આત્મ કમળ ખુબી ન્યારી ! માલણ !
બટમોગર વૈરાગ્ય કેવો ! તપ મરવો આદરવા જેવો
શુદ્ધ પ્રેમ ગુલદાવદી સેવો ! માલણ !
લાલન લાલગુલાબ રંગીલો ! આપે વિશ્રામ હોય હોંશીલો !
એની વાસે બની મસ્ત ઝીલો ! માલણ !

નીતિ નરગીસ નવલુ જાણો ! જ્ઞાન ગુલતો અમૂલ્ય પ્રમાણો !
વૈરાગ્યની વાસને માણો ! માલણ !
મૃગમદ સદ્ ગુરૂજીની સેવા ! શતળ ચંદન સત્યના મેવા !
સેવો અક્ષય સુખને લેવા ! માલણ !
પ્રભુ ભક્તિ એ પુષ્પે જે કરશે–વર–કન્યા–અચળ સુખ વરશે.
મણિમય ભવસાગર તરશે ! માલણ !

---

## બાપુને લગ્નમાં નિમંત્રણ.

### ગીત ૧૧

( તમે અજાણ્યા અમે જાણીયે રે !—રાગ. )

અમે લાખેણાં લગ્ન નિરધારીયાં રે !
તમે જેલ મંદિરે સિધારીયા રે !
સુના સુના મંડપ હતા આજ રે !
બાપુજી ! લગ્ને વહેલેરા પધારજો રે !
અમે ખાદી જામા શિવરાવશું રે !
ગાંધી ટોપી શિરે સોહાવશું રે !
તમ આવ્યે રહેશે અમ લાજ રે ! બાપુજી !
તમે ભારતને ઉદ્ધારશો રે !
ટાળી તુર્ત ગુલામીને તારશો રે !
દીધો મુક્તિનો મોંઘો અવાજ રે ! બાપુજી !
દેશ માટે ફકીરી તમે ધરી રે !

મ્હેલ મ્હોલાતોને અળગી કરી રે !
જઈ બેઠાતા ચરોડામાંજ રે ! બાપુજી !
મધુ માસની કૃષ્ણ સુપંચમી રે !
લીધાં લગ્ન ભગુ-કમલા સતી રે !
આવો આવો ગાંધીજી આજ રે ! બાપુજી !
તમ સ્વાગતે સ્વાર્પણ આપશું રે !
દેશ સેવાના મંત્ર સ્વિકારશું રે !
આવો " મણિમય " લગ્ને હો રાજરે ! બાપુજી !

---

## અમૃતરસ.

### ગીત. ૧૨

( સાહેલીનો આંબો મોરીઓ—રાગ. )
તાંબા કુંડી તે અમૃત રસભરી !
માંહે નાંખ્યાંરે કેશરને ગુલાબ.
સાહેલી ! એ કોણ આરોગશે ?
મ્હારો લાડીલો રસભર્યો રાજવી !
એને શોભેરે કાંઈ ખાદીના વેશ !
સાહેલી ! એ રસને આરોગશે !
સોના ઝારી તે કુમલડે ભરી !
માંહે નાંખ્યાં રે સાકરને બદામ !
સાહેલી ! એ કોણ આરોગશે ?

મ્હારો હોંશીલો રાજલ હંસલો !
કાંઈ ચાલ્યોરે ગોરી વરવાને કાજ !
સાહેલી ! એ દુધડાં આરોગશે !
રૂપલા થાળી તે પાનબીડાં ભરી !
માંહે મેલ્યાં રે સોપારી લવંગ !
સાહેલી ! એ કોણ આરોગશે ?
મ્હારો કોડીલો ચતુર શિરોમણી !
બાળે વેશેરે એતો દેશનો દાસ !
સાહેલી ! એ પાન આરોગશે !
હાગે કાંતી વણી ખાદી ટોપીયો !
વળી ખાદીના સઘળા પોષાક !
સાહેલી ! લગને કોણ પહેરશે ?
ગાંધી ચેલો ચતુર શિરોમણિ !
જેને હૈયેરે દેશ દાઝ ન માય !
" મણિમય " ભૃગ-એ પહેરશે !

---

## ખાદી ટોપી.

### ગીત. ૧૩

( માલણ ગુંથી લાવ—રાગ. )

હવે ક્યારે પહેરશો ખાદી ટોપી ?
શિષ કમળ રહે જેથી ઓપી ! હવે !
આપુ એંગ્લોરના મોહ ત્યાગો !

હવે હંગેરીયનથી તો ભાગો !
શુદ્ધ ખાદી ટોપી તમે માગો ! હવે !
હવે ઈટાલિયન ટોપી કેવી ?
ડબલ એન કવોલીટી ને શેવી ?
હવે ખાદી વણ અન્ય ન લેવી ! હવે !
લાખો દામ તો પરદેશ જાયે !
દેશ દારિદ્રયમાં સપડાયે !
બાપુ ! કેમ એ તમથી ખમાયે ! હવે !
આવ્યાં લગ્નને ખાદી સંભારો !
સાચી ખાદી ટોપી શિર ધારો !
આખા અંગે ખાદી વેશ પ્યારો ! હવે !
દેશ ઉદ્ધાર ખાદીજ કરશે !
મોંઘો માલ વિદેશી પરહરશે !
"મણિ" સાચુ સ્વરાજ્ય તે વરશે ! હવે !

---

## ખાદી—સાડી.

### ગીત. ૧૪

( માલણનો રાગ. )

સખિ ! ક્યારે ઓઢશો ખાદી સાડી ?
હાથે કાંતી વણી હોય જાડી ! સખિ !
ત્હારો ચણિયો ગુલાબી વાયલનો !

ચોળી ફેશનની, રંગ છાયલનો !
હવે ત્યાગી દ્યો મોહ મલમલનો ! સખિ !
ફસ્યો ફેશને દેશ બિચારો !
પરતંત્ર થયો હિન્દ પ્યારો !
દશા દેશની સજની વિચારો ! સખિ !
જાય નાશી પવિત્રતા પ્યારી !
મર્યાદા લોપાય તમારી !
એથી જાડી ખાદી વધુ સારી ! સખિ !
સાદે વેશે જીવન જો જીવાયે !
નારી જન્મ સફળ કહેવાયે !
સેવા દેશની સહજ કરાયે ! સખિ !
ત્યજો મોહ, ફેશનની ખુમારી !
બચશે જેથી લક્ષ્મિ તમારી !
ધર્મ કુળવટ લજ્જા સંભારી ! સખિ !
ખાદી વસ્ત્ર સ્વદેશી ધારો !
શિયળ ધર્મ નીતિને સંભારો !
સાચા "મણિમય" એ અલંકારો ! સખિ !

---

## લગ્નમાં સ્વાગત્ !

### ગીત. ૧૫

( શી કહું કથની મારી–રાજ–રાગ. )

દેશ સેવા તો સ્વિકારી, આજ–અંતરમાંહિ ઉતારી !
સ્વરાજ મંત્ર ઉચારી–રાજ. દેશ.
અંતરનાં બંધન બંધાવા, લગ્ન કહ્યાં સુખકારી !
પ્રણયનાં અમૃત રગ રગ ભરવા, ધન્ય ઘડિ આ વિચારી ! રાજ! દેશ !
સોળ કળાએ ભારત કમળા, નાંખે તિમિર નિવારી !
જળસ્થળમાં ઉજીઆરાં કરતાં, નવજીવન ભરનારી ! રાજ !
જગજીવ જંતુ જડ ચેતનમાં, શાંતિ ભરે સુખકારી !
ચંદ્રકિરણ અમૃત વરસાવે, ગાંધીજીની બલિહારી ! રાજ !
ભારતનાં સંતાન અમોલાં, ભૃંગને કમલા કુમારી !
અંતર લગ્ને એક થવાને, પ્રીતિ પરાગ વિસ્તારી ! રાજ !
માતૃ ભૂમિનાં સાચાં બાળક, દેશો ન હિન્દ વિસારી !
પળપળ રગરગ રટના કરતાં, થાશો વિશ્વ વિહારી ! રાજ !
**ગાંધીજી કસ્તુરબા નહેરૂ દાસ વલ્લભ** સુખકારી !
**અબ્બાસ, મહમદ, શૌકત, લાલા, મહાદેવ** મંગળકારી રાજ
સૂક્ષ્મ સ્વરૂપે આજ પધાર્યા, લગ્ન મંડપ સુખકારી !
ધન્ય ઘડિપળ '**મણિમય**' આજે 'સ્વદેશપર બલિહારી ! રાજ.

## પતિ-ગુણ-કિર્તન.

### ગીત. ૧૬

( આણી તેડ ગંગારે—આણી તેડ જમનાં રે—રાગ.

સુખનો સંગાતી રે, ઉત્તમ જાતી રે !
પતિને પ્રભુ સમ જાણીએ !

ગુણથી રૂપાળો રે ! મન મમાંળો રે !
પતિને બેની ન વિસારીએ !

રત્નથી મોંઘોરે ! અવનીમાં શોધો રે !
પ્રેમી ન અન્ય પ્રમાણીએ !

શિરમણિ સાચો રે ! વલ્લભથી રાચો રે !
અંતરમાં નિત્ય ઉતારીએ !

હ્રુદયનો સ્વામિ રે ! અંતર જામી રે !
પતિવૃત પ્રેમથી પાળીએ !

કુલતણો દીવો રે ! પતિ ઘણું જીવો રે !
મંગળ આશિષ આપીએ !

સૌભાગ્ય સાચુ રે ! પતિ દેવ યાચુ રે !
સેવા સદાયે સ્વિકારીયે !

સંસાર સાથી રે ! બેલડી બાંધી રે !
ઉત્તમ કુળ અજવાળીએ !

પ્રભુજીને પૂજો રે ! પાપથી ધ્રુજો રે !
પરભવ પૂન્યે સુધારીયે !

મંગળ માળા રે! પ્રિયતમ આશ રે!
'મણિમંથ' કંઠે સ્વિકારીયે!

## તોરણનું વરપક્ષનું ગીત.

### ગીત. ૬૭

( કન્યા કુમળા ગૌરિ—રાગ. )

વેવાણ! આવ્યાં અમે, નવલો વર પરણાવવા રે!
આવો આવો તમે, દેવા આદર માન—મારૂ મોંઘુ સાજન આવીયું રે!
વેવાણ! તમે અમે અંતર આજે વ્હેંચીયાં રે!
થઈશું આપણ સરખાં, સઈયર કેરી જોડ! મારૂં.
વેવાણ! સાજન માંહે, મોટા મોટા આવીયા રે!
મંડપ શોભે જેથી લગ્ને ઝાકમઝાળ! મારૂં.
વેવાણ લાવો લાવો, મોંઘા મૂલની સાડીયો રે!
કાંઈ લાવો—દેવા શાલ દુશાલા જોડ! મારૂં.
વેવાણ! વરના દાદા, હોંશે હોંશે આવીયા રે!
એતો માગે માગે અંતર આદર માન! મારૂં.
વેવાણ! વરની દાદી, મોટાં માને આવીયાં રે!
તેને બેસણ દેજો ગાલીચા અણમૂલ! મારૂં.
વેવાણ! અમે તમે જૂદાઈ ન જાણવી રે!
હવે અંતર વેહેંચ્યાં, ભુલ્યાં ભેદ ભાવ! મારૂં.
વેવાણ ખાદીતણા પટકુળ અમે પહેરીયાં રે!
નવશા અંગે શોભે ખાદીના પોષાક! મારૂં.

વેવાણુ ! આવો ! આવો ! પોંકો વરને પ્રેમથી રે !
એતો આવ્યો તમ આંગણીઆં ઉજમાળ ! મારૂં.
વેવાણુ ! બોલ્યુ ચાલ્યું, માફી અમે માગીએ રે !
લગ્ને પૂરણુ હોજો, ' મણિમય ' સૌ લાડકોડ ! મારૂં.

---

## તોરણનું કન્યાપક્ષનું ગીત.

### ગીત ૧૮

( કન્યા કમળાગૌરિ ! રાગ )

વેવાણુ ! સાચુ બોલો ! અસૂરાં કેમ આવીયાં રે !
શાણાં ! અંતર ખોલો ! સાચી કહોને વાત !
મારે અમુલખ અવસર આવીયા રે !
તમને દઇશું કહો તો, મોંઘા મુલની સાડીયો રે
ગુણિયલ કહો તો દેશું, શાલ દુશાલા જોડ ! મારે !
વેવાણુ ! તોરણુ દેશું, માન અમૂલાં આપને રે !
વેહેંચ્યાં અંતર આજે, પૂરો ધરીને પ્યાર ! મારે !
કહો તો સાજન માટે ગાલીચા બિછાવીયે રે !
આજે પગલાં કરશો, પૂન્ય પન્હોતાં આપ ! મારે !
વેવાણુ ! આવો આવો, ભલે તમે પધારીયાં રે !
કીધાં અમને આજે ! ખરેખરાં રળિયાત ! મારે !
વેવાણુ પાર્શ્વપ્રભુને અંતર માંહિ ધારીયે રે !
પૂરે આપણુ સૌના, "મણિમય" કમલા કોડ ! મારે

---

# પોંખણાનું ગીત !

## ગીત ૧૯

(ગાંધીજી ક્યારે પધારશો રે ! રાગ)

સરસ્વતી સ્વામિને વિનવું રે, સદ્‌ગુરૂ લાગુ પાય રે !
સાહેલી ! રાયવર તોરણ આવીયા રે !
છાંટોને તંબોળ ભાવનાં રે ! પુંખવાને ગૌરિ કોણ જાય રે !
સાહેલી ! રાયવર !
નાકે વાળી હીરા હેમની રે, માથે મોતી મોંડ સાથ રે !
સાહેલી ! રાયવર !
નવલખ ચુંદડી શોભતી રે, ગળે હીરાના હાર રે !
સાહેલી ! રાયવર !
પુંખણું સોવન થાળમાં રે, રત્ન કંકાવટી હાથ રે !
સાહેલી ! રાયવર !
અક્ષત શ્વેત અખંડ રૂડા ! પુંખણુના લઇ સાજ રે !
સાહેલી ! રાયવર !
ધુસળ,–મુશળ–રવૈયા થકી રે, ત્રાક તિરે પુંખો રાય રે !
સાહેલી રાયવર.
ઇંડા–પિંડા ઉતારીયે રે, નાંખી દિશાએ ચાર રે !
સાહેલી રાયવર !
કુમ કુમ તિલક ચોખા ચોઢીયા રે ! વધાવીયા વરરાય રે !
સાહેલી ! રાયવર !

સંપૂટ પર ધરી પાયને રે, વર ચાલ્યા માંહ્યરા માંહ્યરે !
સાહેલી ! રાયવર !
પૂખણું પ્રેમ થકી કય રે, 'મણિમય' હર્ષ ન માય રે !
સાહેલી ! રાયવર !

---

## ચૉરીનું ગીત !

### ગીત ૨૦

ચૉરી રચના કનક રત્ને જડી ! બેઠાં દંપતી સૂર્ય સન્મુખ !
મલકાવતાં મુખ— મંગળ ફેરા ફેરવે !
ડાબે **કમળાકુમારી** બિરાજ્યાં ! **ભગવાન** જમણી બાજુ થાય !
સાસુ હરખાય— મંગળ.
વરકન્યા પરસ્પર પ્રેમથી ! જુએ એક બીજાને હરખાય !
અભેદ થવાય— મંગળ.
બાંધી ચૉરી ચણી છે વેદિકા ! અગ્નિ પ્રકટાવે કુળ તણા ગોર !
ઘૃતનું કરી જોર !— મંગળ.
નવગૃહનું પૂજન હવે આદરે ! થાવે મંગળ ગીત ઉચ્ચાર !
થજો સુખકાર !— મંગળ.
ધાન્ય સુપડામાંથી વીર આપતો ! વર-કન્યાના કરમાં ચો વાર !
શાસ્ત્રે અધિકાર !— મંગળ.
ચાર વાર વધાવતાં હોંશથી ! થાયે લગ્ન વિધિના ઉચ્ચાર !
કુળવટના આચાર !— મંગળ.

માત–તાત સ્વજન કેરી સાક્ષીયે, થયું પાણીગ્રહણ સુખકાર !
 વર્ત્યો જયજયકાર !–                    મંગળ.
કન્યા કહે છે પતિને પ્રેમથી ! થયાં આજથી એકાકાર !
 અંતર એકતાર !                    મંગળ.
ચંદ્રસૂર્ય કુળ દેવની સાક્ષીએ ! બાંધ્યો લગ્ન સંબંધ આવાર !
 સંસારનો સાર !–                    મંગળ.
ચીત્ત ચોખે ચોથુ મંગળ વરતીયું ! કહે પાળીશ જૈન આચાર !
 રાખી પુરો પ્યાર !–                    મંગળ.
જોડુ અવચળ રહેજો વિશ્વમાં ! સુખ સૌભાગ્યના નહિં પાર !
 પુત્ર પરિવાર !–                    મંગળ.
**ભગવાન** ને **કમલા**ની જોડલી ! પ્રભુ " **મણિમય** " રક્ષણહાર !
 આનંદ અપાર !–                    મંગળ.

---

## કન્યાદાન !

### ગીત ૨૨ મું.

( તમે અજાણ્યા અમે જાણીએરે ! એ રાગ. )

સૌ મહેમાનો મોંઘા પધારીયારે, અમ આમંત્રણને સ્વિકારીઆં રે !
તમને શાં દઇએ સનૂમાનારે, સઉએ મહેમાનો મોંઘા પધારીઆરે !
સાંધ્યાં અંતર સર્જનો પ્રીતથી રે, બાંધ્યાં બંધન પ્રેમ પ્રતીતથી રે !
 ગણી યોગ્ય સુપાત્ર સમાન રે, સઉએ !
તમ કુળ અમે ગણિઆં ઉજળાં રે, દેવા કન્યાદાન સુમુહુર્તમાં રે !
એથી મોટાં ક્યાં સનમાન્ રે ? સઉએ !

કન્યા રત્ન અમારૂ અમૂલ્ય છે રે, જડ નહિ પણ ચૈતન્ય તૂલ્ય છેરે !
કોમળ અંતર પુષ્પ સમાન ! સઉએ !
વેલી પાળી પોષી મોટી કરી રે; પ્રેમ પરિમળથી ફાલી ફળી રે !
આર્દ્ર હૃદયે રોપુ તમ ઉધાનરે, સઉએ.
મોંઘી વેલી પ્રીતેથી પાળજો રે, કરમાવા ન દેશો સંભાળશો રે
સ્નેહામૃતના સિંચનથી ગુણવાનરે ! સઉએ.
અમ કન્યા ડાહી ગુણવાન છેરે ! સમજુ પણ ન્હાની નાદાન છેરે !
એના દોષ ન જોશો મ્હેમાન રે ! સઉએ.
તમ પુત્રી ગણી એને પાળજો રે ! એને વિનય વિવેકે વાળજો રે!
હોય ભાન ભુલી કે બેભાન રે ! સઉએ.
બાળા કેળવતાં ને ભણાવતાં રે ! હોય કસર સુગુણને ગણાવતાં રે !
ક્ષમા દેજો ચતુર સુજાણ રે ! સઉએ.
" કન્યા પારકુ ધન દેવી દાનમાં રે," શબ્દોયે ખુંચે અમ પ્રાણમાંરે!
એતો છે અમ જીવ સમાન રે! સઉએ.
વિધિ નિરમ્યાં જે બંધનો સ્નેહનાં ! એતો સાફલ્ય અંતર દેહનાં રે !
નવ તુટે છે શાસ્ત્રે પ્રમાણ રે ! સઉએ.
પુત્રી ને તમોએ છો અમ તણાં રે ! કહો કહીએ વચન શાં અતિ ઘણાંરે
સાચવજો એ સ્નેહ નિધાન રે ! સઉએ.
જોડી ભૃંગ–કમળ અવિચળ રહો રે ! મિષ્ટ જીવન પરાગ દૈવિ વહોરે !
ગાજો મિષ્ટ મંજુલ ગૃહગાન રે! સઉએ.
રામચંદ્ર સમા સસરા મળ્યારે, સતી સીતા સમા સાસુજી અહારે !
તેની સેવામાં પામો કલ્યાણ રે ! સઉએ.

વ્હાલા સખીયાં નણદી દેરાણી અહારે! જેઠ જેઠાણી દિયર ઘરદીવડાંરે!
દેજો લેજો સુખ સ્વર્ગ સમાન રે! સઉએ.
કન્યાદાન દીધાં આજે પ્રેમથી રે! પુત્રી મટતાં ગૃહરાણી તું તો થતીરે!
દીકરી પામજો સાસરે માન રે! સઉએ.
ઉંચી સ્વર્ગભૂવન શી અટારીયોરે! ત્યાંથી અંતર આશિષ ઉચારીએરે
પ્રભુ પ્રેરક આશિષ સમાન રે! સઉએ.
બાળામારી જીવન પંથેસંચરોરે! હોજો પૂન્ય પ્રયાણ સફળ અહોરે!
કરો પ્રભુ તમ સૌનું કલ્યાણ રે સઉએ.
સુખ સંપતી સંતતી પામજો રે! અવિચળ સુખ દંપતીને હજોરે!
મણિમય હોજો સફળ પ્રયાણ રે સઉએ.

---

## હસ્ત મેળાપનું ગીત !

### ગીત ૨૨

(મારે સોના સમોરે સૂરજ ઉગીયો—રાગ)

સજની રામ સીતાની જોને બેડલી !
આયે વર–કન્યા હસ્ત મેળાપ રે! રંગીલી સજની!
રામ–સીતાની જોને જોડલી!

સજની! હાથમાં હાથ ધરી દીયે–
વર કન્યાને અંતર પ્રેમ રે! ગુણવંતી ગોરી! રામ.
સજની! જન્મ જન્મનાં બેલાં બાંધીયાં!
સાંધ્યા અંતરથી અંતરના બોધ રે! રસીલી સજની! રામ.
સજની! ભેદ ન લવલેશ આજથી!

ધાર્યા અભેદ ભાવ કેરાં વૃત્તરે ! ગુણવંતી બ્હેની ! રામ.
સજની ! સેવા સ્વદેશની સ્વિકારશે !
વળી વસ્ત્ર સ્વદેશી ધરી હોંશ રે ! રંગીલી સજની ! રામ.
સજની ! સત્ય ધર્મના ધોરી પંથમાં !
જોડી જીવન-રથ નિર્દોષ રે ! ગુણવંતી બ્હેની ! રામ.
સજની સંસાર નાવ ચલાવશે !
પામી સૌભાગ્યના શણગાર રે ! રંગીલી સજની ! રામ.
સજની જીવનને અજવાળશે !
પામી સદ્‌ગુરૂ કેરા ઉત્તમ સંગ રે ! ગુણવંતી બ્હેની ! રામ.
એમ હસ્ત મેળાપ થયો રંગથી !
થયા ' **મણિમય** ' અંતર એકાકારરે ! રંગીલી સજની ! રામ.

---

## ફેરનું ગીત !

### ગીત ૨૩

( મેઘાડંબરનો રાગ. )

પ્હેલો ફેરો ફરે દંપતી, અગ્નિ દેવની સાખે !
ભાવે તત્વની ભાવના, જીવ સદ્‌બોધ રાખે !
જીવ ને જગત અનાદિ છે ! કર્મયોગ અનાદિ !
સંયોગના તે હેતુ છે ! નહિં રહેવું પ્રમાદિ !
દ્રવ્યને ભાવ વિશેશથી ! સહુ સંબંધ થાયે !
વર કન્યાના ભાવનો, યોગ તેથી સધાયે !
પ્રભુ-પરમ ગુરૂ જ્ઞાનીની, ચાર દેવની સાખે !

અગ્નિ અને નરનારની, ભુપ ગોરની સાખે !
સ્વજન અને માતતાતની, બંધુ વર્ગની સાથે !
સાક્ષી કરી આ સ્નેહથી, થયો સંબંધ હાથે !
સ્નેહ સંબંધે દંપતી, એક અંગતી થાઓ !
આનંદથી પ્રભુજી તણા, ગુણ પ્રેમે ગાઓ !
શાતા અશાતા કર્મના, ભેદ બન્ને જાણો !
શાતા તણા સુખ સાગરે ! નિત્ય દંપતી માણો !
શાંતિ સુધારસ રંગમાં, તુષ્ટિ પુષ્ટિને પામો !
વૃદ્ધિ કરો બહુ વ્હાલમાં, જશ જગમાં જામો !
સદ્‌ગુરૂ "ધીનાધિ-પાર્શ્વને" નવ સ્વપ્ને વિસારો !
હીરા "મણિ" જડયા ધર્મના ! પહેરો શુભ અલંકારો !

---

## કંસાર પીરસતી વખતનું

### ગીત ૨૮

વર-કન્યા જમેછે કંસાર ! મંગળ ઘડી આજની રે !
ઉપર થાતી ઘીની અમૃત ધાર ! લાખેણી ઘડિ આજની રે !
સાકર પીરશી પ્રેમ ધરીને કોડ ! સાકર સમ જીવન થજો રે !
અખંડ રહેજો વર-કન્યાની જોડ ! સ્વદેશ સંભારજો રે !
આવા કરજો પ્રેમ તણા સહચાર ! પ્રીતિ અમૃત આરોગજો રે !
પાળી શુદ્ધ સ્વધર્મના આચાર ! કુળને અજવાળજો રે !
પુરાં થાજો જીવદયા પ્રતિપાળ ! ભુખ્યાંને સંતોષજો રે !
પુજો પ્રભુ ચરણ ત્રિકાળ ! કુળવટને સંભાળજો રે !

જમો જમો કેશરીઆ કંસાર ! સંસાર સુધારજો રે !
થાજો તમ ધન્ય અવતાર ! સ્વદેશ ન વિસારશો રે !
આનંદ મંગળ જ્યાં જગની હોડ ! શ્રી શારદને પામજો રે !
લાલન-' **મણિમય** ' પૂરાઓ સૌ કોડ ! અખંડ સુખીયાં થજો રે!

---

## સપ્ત પદી—

### ગીત. ૨૫

કમળાગૌરિ સપ્તપદીને સાંભળો !
સપ્તપદીના અંતર ભરીયા મર્મજો !
પતિ-પત્નિને કહે છે, પત્નિ પતિ વળી !
લગ્ન જીવનના ધારો અંતર ધર્મ જો ! કમળા.

વર-કન્યા સુખ દુખ સંગાથી આજથી !
પતિ હોય ત્યાં પત્નિ કેરા વાસજો !
એક સ્થિતિમાં પતિ ધર્મથી જીવવું !
ગતિ સતિની પતિ વિષે છે ખાસજો ! કમળા.

બાળ-વૃદ્ધ સૌ કુટુંબને સંભાળવું !
આજ્ઞાનું પ્રતિપાલન કરી તત્કાળજો !
ગૃહિણી ધર્મ તણાં વ્રત આજે ધારીયાં !
વરી ખુશીથી આરોપી વરમાળજો ! કમળા.

પતિ ભક્તિમાં ખામી તો આવે નહિં !
પ્રીય ભાવિણી વિનય હમેશાં ધારજો !
ઠરે પતિ તો ત્હારે ઠરવાનું રહ્યું !
પતિ એજ તુજ જીવનનો આધારજો ! કમળા.
રૂતુકાળે થઇ પવિત્ર પતિ ચરણે જવું !
રમણ કરો જેમ કામ–રતિની જોડજો !
અન્ય પુરૂષનું ચિન્તન પ્રાણ જતાં નહિં !
પતિવૃતાના પતિજ પૂરે કોડજો ! કમળા.

પ્રભુ સાક્ષિયે સરળપણે પરણ્યાં ત્હમે !
નથી થયો છળ કેરો લેશ પ્રવેશ જો !
શુદ્ધ પ્રેમની માળ ઉભય કંઠે ધરી !
જીવનના સૌ સફળ થશો ઉદ્દેશ જો ! કમળા.
ધર્મ કાર્યમાં વૃત નિયમે સાથે રહી !
આત્મ ધ્યાનમાં રહીશ નહિં તું દૂરજો !
સુધર્મ પામી–પરભવને સુધારવા !
લેવા ઉત્તમ મુક્તિ તણાં કંઇ નૂરજો ! કમળા.
એમ પ્રતિજ્ઞા સપ્તપદી વિષે કરી !
લગ્ન હૃદયનું થયું ઉભયનું આજ જો !
પાળી નિત્ય નિભાવી જીવન જીવશો !
“ અભિરામ ” એવા સુન્દર ચાન્હુંભાવજો ! કમળા.

---

# કન્યા વળાવતી વખતનું ગીત !

## ગીત ૨૬

( આછા તે ઘુંઘટ બ્હેનને વ્હાલેરા લાગે ! રાગ )

સાસરે ચાલ્યાં શાણી કમળા કુમારી !
પ્રીતિ હમારી બ્હેની શાને વિસારી !
કહે પ્રીતિભરી માતા હો બ્હેની ! સાસરે !

સાસરીયે બ્હેની મ્હારી સંપીને રહેજો !
આજ્ઞા વડિલની અંતરમાં ધરજો !
નીતિ–વિવેક ન વિસરશો ! હો બ્હેની ! સાસરે !

કુળવટ લજ્જા તો પ્રાણથી પ્યારી !
વિનય વડિલનો અંતરમાં ધારી !
ધર્મમાં ચિત્ત તમેં ધરજો ! હો બ્હેની ! સાસરે !

ક્રોધ કરે કદી સ્વામિ એ શાણી !
કડવાં વચન લેજો અમૃત જાણી !
શાંતિથી સઘળુ જાળવજો ! હો બ્હેની ! સાસરે !

પ્રભુ સમા લેજે પતિને પ્રમાણી !
માથુ નમાવી સૌ આજ્ઞાઓ પાળી !
આપણું કુળ અજવાળજો ! હો બ્હેની ! સાસરે !

સાસુ સસરાની સેવા ચુકતી જોજે !
જેઠ દીયેરજીને માનજ દેજે !

વડિલ નણંદ ગણી લેજે ! હો બ્હેની ! સાસરે !
નોકર ચાકરની સંભાળ લેજે !
ધીમેથી શાણી મીઠાં વચનો એ કહેજે !
ઘરની રક્ષા તો ઉત્તમ કરજે હો બ્હેની ! સાસરે !
લક્ષ્મિને વૈભવે ગંભિર થાજે !
સત્તા છતાંયે અભિમાન ન છાજે !
મનની મોટાઈ ન વિસરીયે હો બ્હેની ! સાસરે !

જીવદયા જોજે વિસારી દેતી !
રંક અનાથ ભુખ્યાં હોય અતિથી !
તેની સેવા ન વિસરતી હો બેની ! સાસરે !

વિદેશી વસ્ત્રો તો ત્યાગીજ દેજે !
બારીક વસ્ત્રો વિદેશીય જે જે !
ત્યાગીને મોહ ખાદી લેજે હો બ્હેની ! સાસરે !

આપણે દેશ આજે પરવશ સુનો !
પરવશ હિન્દ પ્યારો સ્વર્ગ નમુનો !
તેની તું દાઝ હૈડે ધરજે હો બ્હેની ! સાસરે !

ધર્મની નાવ ભવસાગર ધરજે !
વૃત નિયમ પ્રભુ ભક્તિજ કરજે !
સમકીત પામી ભવ તરજે હો બ્હેની ! સાસરે !

-ડાહી દીકરીઓને ઝાઝુ શું કહીયે !
આંખોના તારા તને ફરજ કરીયે !
અંતર આશિષ ઉચરીયે હો બ્હેની ! સાસરે !

સાસરે વાસ બ્હેની બ્હાલેરા લાગ્યા !
મૈયરીયુ છોડી બ્હેની સાસરે ચાલ્યાં !
-શાણી.માડી ન વિસરશો હો બ્હેની ! સાસરે

વહેલી વહેલી તું પાછી આવજે શાણી !
સુનાં ઘરબાર વળી અન્નને પાણી !
-આવી નિષ્ઠુર નો'તી જાણી ! હો બ્હેની ! સાસરે !

એવી શીખામણ માતા જાસુદ કહેતાં !
**કુમળા** ગૌરિને ઓળંભા દેતાં !
-શીખ '**મણિમય**' દેતાં હો બ્હેની ! સાસરે



## લગ્ને–કર્તવ્ય–હાકલ.

### ગીત. ૨૭

(આવ્યો આવ્યો ચૌટડાનો ચોર–લાખેણી લાડી લઈ ગયો રે રાગ.)

જાગો જાગો ભારતનાં સંતાન! લાખેણી ઘડિ આજની રે!
સ્વદેશ ગણી જીવન કે પ્રાણ! હાકલ ગાંધી રાજની રે!
ઉંઘ્યા ઉંઘ્યા દીવસને રાત! સેના આવી સ્વરાજની રે!
તજો મોહ ફેશન તોફાન! ઘડિ આ દેશ દાઝની રે!
મુકી મોંઘાં વાયલ છાયલ બ્હેન! ઘડી છે ખાદી સાજની રે!
બોલવાનું મુકી ધો તત્કાળ! સુપળ કામ કાજની રે!
સુતા સુતા યુગ યુગ વિત્યા–હવે ન ઉંઘ કામની રે!
હિન્દ મૈયા બોલાવે છે આજ–ખબર લ્યો અવાજની રે!
સજી સંપ શાણાં નરનાર–સુપળ મુક્તિ–તાજની રે!
**ગાંધી** સમા મળ્યા શિરદાર–દશા જુવો સમાજની રે!
લગ્ન મંગળ માંડયા મનોહાર–રોપી ધ્વજા સ્વરાજની રે!
"**મણિમય**" દેશ મુક્તિકાજ–મુડી છે વગર વ્યાજની રે!

# શ્રી ગાંધી ગુણ કિર્તન.

## ગીત. ૨૮

( પાણી ભરવા હું ગઈતી રે—રાગ )

આવો ! આવો ! સાહેલી રે ! ગાંધીજીના ગુણગાવા !
સખિ ! થાને તું વહેલી રે ! મુક્તિ મંદિર જાવા ! આવો !

સાખી—ભારત મૈયા ચરણમાં—બેડી આજ જણાય !
વજ્ર સાંકળો તોડવા—કો'થી હામ ભિડાય !

એતો એકજ એવારે—માતને મુક્ત કરે !
તન—મન દઇ દેવા રે !—પાછું ન ડગલું ભરે ! આવો !

સાખી—બાપુ ! એતો બોરસદ—સત્યાગ્રહિ શિરદાર !
રાન રાન થાતાં સખી—નમ્યા નહિ તલભાર !

એણે મંત્ર ભણાવ્યા રે—નવ ગુજરાત તને !
માર્યા—તાવ્યા—સતાવ્યા રે—તોય ડગ્યા ન અરે ! આવો !

સાખી—ગામ ગામડે લોક સૌ--મક્કમને ધીર વીર !
બની—નમ્યા તલભારના—કરી અકારાં શિર !

પાઇ નવ પરખાવી રે—મિલકત સામે ધરી !
સાચી હિંમ્મત આવી રે—'સ્વમાન'ની રક્ષા કરી ! આવો !

સાખી—દેશભક્ત દેશાઇજી—વલ્લભ વીરા આપ !
ભક્તિબા—કસ્તુરબા ! દેવડીઓ સાક્ષાત !

આવો લગ્નમાં વીરા રે–સઉ સત્યાગ્રહીઓ !
" મણિ " ધીર–ગંભિરા રે ! ખોરસદમાં જરી હો ! આવો !

---

## લગ્નમાં આભૂષણ.

### ગીત. ૨૯

( માલણના રાગે )

ભૂષણ કહો કેમ લગ્નમાં ધરશો !
ગાંધી જેલ હતા શું વિસરશો ! ભૂષણ !
દેશ સુતો આળસ સોડય તાણી ! કાંતિ કનક કળા તો રીસાણી !
આવી પરવશતા ઠકરાણી ! ભૂષણ !
એવે પ્રકટી ઉષા લાવી ગાંધી ! ફુંકી શંખટાળી નિંદ આંધી !
મહા મૈયાઓ પર આશા બાંધી ! ભષણ !
તમે પ્રસવ્યાતા વીર કુમારો ! ભીમ ધર્મ પૃથુશા હઝારો !
વીરમાતા છો કેમ વિસારો ? ભૂષણ !
કેમ શોભે કનક અલંકારો ! ઝીણા વાચલ બ્છાયલ હીરા હારો !
દશા દેશની હૈયે વિચારો ! ભૂષણ !
કારાગ્રહમાં છે વીર હઝારો ! રીબે ઈરિપીતાલે ગાંધી પ્યારો !
એતો, કાંઈ હૃદયમાં વિચારો ! ભૂષણ
ભુખ્યો દેશ થયો નગ્ન પ્યારો ! વસ્ત્રાભૂષણ કયા મુખે ધારો !
નથી ખાદી વીના બીજે આરો ! ભૂષણ !

-લ્યો લ્યો દેશ ફકીરી અત્યારે ! સત્યાગ્રહની ભભૂતિ તમારે !
મન જોડી દો રેંટિયા તારે ! ભૂષણુ !
ગુંજો ગુંજન ત્યાગ સિતારે ! " મ્હારો દેશ " એનાજ પોકારે !
કહો ગર્જશો ઘર ઘર કયારે ! ભૂષણુ !
લગ્ને **લાલન** ખાદી સંભારો ! બીજો દેશ રક્ષાનો ન આરો !
ત્યાગી મોહ તરી દેશ તારો ! ભૂષણુ !
આશા ઉજ્વળ તમમાં હઝારો ! વણો કાંતો ખાદી અંગ ધારો !
સાચા " **મણિમય** " એ અલંકારો ! ભૂષણુ !

---

## પ્રેમરસ. !

### ગીત. ૩૦

( ચાલો ચાલોને જળ સિંચવા—રાગ. )

મીઠો મીઠો રે રસ ઝીલજો ! સાહેલી રે !
ઝીલો ઝીલો ને અમિધાર ! સર્વસ્વનો એ સાર ! મીઠો !

સુન્દર રજની શોભતી, જાણે ગુણિયલ નાર !
પતિવ્રત ચંદ્ર પ્રકાશતો ! ખોલાવે દિલ દ્વાર !
એવા અવસરને વધાવવા ! સાહેલી રે !
લેના લાખેણા કાંઇ લ્હાવ ! અંતરના સદ્‌ભાવ ! મીઠો !

-સાખી—મંડપ શોભે સ્વર્ગશો ! દેવળમાં નરનાર !
ઘૂમે રમે આનંદથી ! લુંટાવતાં રસતાર !

લુંટો લુંટોને રસરાજને ! સાહેલી રે !
લુંટી થયાં રે મશગુલ ! જગત બધુ ડૂલ ! મીઠો !

સાખી—સ્વદેશનાં વ્રત ધારીને ! સ્વધર્મમાં રહી લીન !
માતૃભુમિ ગુણગાનનું ! બજાવી તુન તુન બીન !
એવા તે સૂર સંભળાવવા ! સાહેલી રે !
સૂરે ગુંજે છે લગ્ન–ગીત ! મેળવજ્યો નિત નિત ! મીઠો !

સાખી—**કમળાદેવી** સોહામણાં–કરધરી રસનો કુપ !
પાય પીયે સાહેલડી ! રસ ઉભરાય અનૂપ !
શશીની શિતળતાને પામવા ! સાહેલી રે !
લીધો "**મણિમય**" રસલ્હાવ ! અનેરા ભવ્ય ભાવ ! મીઠો !

---

## રેંટિયા-કિર્તન.

### ગીત. ૩૧

( વ્હાલા વેગે આવારે—એ રાગમાં. )

અંધારાનો દીવો રે ! જુગ જુગ જીવો રે !
બાપુ ! મ્હારો રેંટિયો ! હોજી !
એ રેંટિયો તો, કરશે અંધારે ઉજાસ !
એ ઉજાશથી તો, થાશે પરતંત્રતાનો નાશ ! એ અંધારા.

સાખી—ત્રાકે લક્ષ્મિ ટપકતી, ચક્કર ચૂરે ક્લેશ !

તારે બંધન ઐક્યનાં, સ્વરાજ્ય સૂર હમેશ ! એ અંધારા.

આશા ઉજળી રેંટિયો, દેશ જીવન ધન સાર !

કાંતુ હેડે હરખતાં, કરી મન એકાકાર !

તારો મ્હારી આંખનો, અંતરનો આરામ !

દેશ તણું ધન રેંટિયો, દામ–ઠામ–ને હામ ! એ અંધારા.

ઉજળી પુણિઓ કાંતતાં, ઉજળા સુતર તાર !

ઉજળાં મુખ મુજ દેશનાં, કરો કરો નરનાર ! એ અંધારા.

સૂરે શ્રુતિ–સ્મૃતિ વેદની, તારે તત્વનું જ્ઞાન !

ઝંકારે જગવે નવું, રૂડો રેંટિયો તાન ! એ અંધારા.

સ્વરાજ્ય સૂર આલાપતો, દેશોદયના નાદ !

વ્હાલીડો સંભળાવતો, સ્વતંત્રતાના સાદ ! એ અંધારા.

પૂળો ઉડયો પોઝીશને, ફર્યો ફેશને દેશ !

ગુલામગીરીથી છોડવે, રૂડો રેંટિયો બેશ ! એ અંધારા.

દીવો ખરો વિદ્યુતનો, દેશ તિમિર હરનાર !

મોંઘો મણિ–માણેકથી, નવજીવન ભરનાર ! એ અંધારા.

ઉઠો કરી ખંખારને, ધરો રેંટિયે હાથ !

કાંતો ભારત ભાગ્યને, યશ દેશે જગનાથ ! એ અંધારા.

ઢાંકે ભારત અંગને, શોભાવે મુજ દેશ !

**"મણિમય"** મ્હારો રેંટિયો, કાંતુ હરહમેશ! એ અંધારા.

## ગરબો !

### ગીત. ૩૨

( કુંજલડિ રે સંદેશો હમારો—રાગ. )

પ્રેમના પરાગ બધા વિશ્વને ઉજાળતા !
ચેતના નવિન જગાડતા, સાહેલડી !
ઘર ઘર રસરાજ આજ સજની પધારતા !
કર્તવ્ય પાઠ પઢાવતા,—અલબેલડી ! પ્રેમના !

સાખી—આત્મ ત્યાગ મહામંત્રથી, જીવન કરી ચકચૂર
-સેવા યજ્ઞ બલિ થતાં, વાધે નવલું નૂર !

વિશ્વના કલ્યાણ વિષે, દેહલડિ તાવતાં !
શાંતિ–સમાધિ સુહાવતાં–રસવેલડિ ! પ્રેમના

પરમ પ્રેમ પર બ્રહ્મના ! અનહદ નાદ શુણાય !
મન જપતું ૐકારને ! ચિદાનંદ ઉભરાય !

એવા અંતરીએ પ્રભુ પોતે પધારતા !
સ્વર્ગ સમું વિશ્વ તો બનાવતા ! ઓ બેનડી ! પ્રેમના !

સ્વદેશ વૃત સ્વિકારીને સ્વધર્મમાં રહી લીન !
આત્મ **સ્વરાજ્ય** સાટે ધરી ! **સત્યાગ્રહનું** બીન

મોહ અને માનને તો, મનથી વિસારતાં !
સુર તો સ્વદેશના આલાપતાં ! ઓ ઘેલુડિ ! પ્રેમના !

આત્મ સમુ જગ ભાળતાં-હું-તું ચાલ્યું જાય !
મહામૈયા પદ પામતાં-પામરતા વિસરાય !

પ્રેમના આહલેક ઘરઘરમાં ગજાવતાં !
માનવને દેવ બનાવતાં ! અલબેલડી ! પ્રેમના !

પ્રભુનાં દર્શન પળપળે, સ્થળ સ્થળ પ્રેમે થાય !
અખિલ વિશ્વ પ્રભુમય થતાં, પ્રેમ સમાધિ પમાય !

પામે પ્રભુને આત્મજ્યોત પ્રકટાવતાં !
"મણિમય"જીવનને બનાવતાં ઓ બ્હેનડી ! પ્રેમના !

---

## રસરેલ.

### ગીત. ૩૩

( કુંજલડી રે સંદેશો હમારો—રાગ. )

રસની રસરેલ સખિ ક્યારે રેલાવશો ?
રેલીને રસમાં ડૂબાવશો ! સાહેલડી ?
રસની રસરેલ !

સાખી—હૃદયે રસભક્તિ ભરી, પ્રભૂતા પુરી પૂર !
આત્મોજસૂ અણમુલ વડે, પ્રકટાવી કંઈ નૂર !

એથી જીવન ક્યારે વિશ્વનું ઉજાળશો !
ચેતના નવિન જગાડશો ? રસવેલડી ?
રસની રસરેલ !

પવિત્રતાને પ્રેમના, પરાગ રસતા પ્રાણ !
અજવાળે જગ હૃદયને, પૂણ્ય કિરણ રસામણ

એવા રસ લ્હાણે વિશ્વ સ્વર્ગ શું સુહાવશો !
માનવને દેવ બનાવશો ? અલબેલડી !

રસની રસરેલ !

સ્વદેશ રસ રેલાવનાં ! માતૃ ચરણ થઈ લીન !
આત્માને પ્રભુમય કરી ! બજાવી તું-તું બીન !

જાગી જગાડી જગત ઐક્યથી રસાવશો ?
ઘર ઘર રસ હેલી મચાવશો ? ઓ ઘેલુડી !

રસની રસરેલ !

લક્ષ્ય ધરી ૐકારનું ! પૂરક–રેચક–પ્રાણ !
કુંભક ધરને સ્થાપનાં ! બ્રહ્મ રંધ્ર ઐધાણ !

યોગિની બનીને ક્યારે વિશ્વને ઉદ્ધારશો ?
'મણિમય' પ્રભુને પમાડશો ! સાહેલડી ?

રસની રસરેલ !

व्यतिषजति पदार्थां नंतरः कोऽपि हेतु
न खलु बहिरुपाधिन्, प्रीतयःसंश्रयन्ते ॥
भवभूतिः

True Love..............................
The silver link, in silver tie.
Which heart to heart, and mind to mind;
In body and in soul can bind.

*Scott*

લગ્ન એજ સ્વાર્થ ત્યાગની મહા પાઠશાળા છે

× × ×

આત્મા ઓળખે તે વર ! ને ન ઓળખે તે પર !

× × × ×

સદ્‌વિદ્યા, સદ્‌ગુણ, સુધન, સદાચરણ, સુવિચારઃ
ઉત્તમ કુળ તો એજ છે, છે ઘર સુખી નર–નાર.

× × × ×



જ્યાં સુધી મહિશેષ મસ્તક રહે, આકાશમાં ચન્દ્રમા !
જ્યાં સુધી રવિ–ઇન્દ્ર, અર્ણવ, રહે ! ભગવાન–કમળા–રમા !
જ્યાં સુધી ધ્રૂવ મેરૂ, શાશન પ્રભુ મહાવીરનું પૂજ્યતે !
ત્યાં સુધી તમ દંપતી સુખી રહો ! આશિષ આપુજ એ !!!

જ્ઞાનને લક્ષ્મિની માળા, દંપતી મંગળ કરો !
પ્રભુની ભદ્ર આશિષો ! દંપતી જીવન ભરો !

श्री बुद्धिसागर सद्‌गुरवे नमः
ॐ शांति शांतिः शांतिः



**સ્ત્રી** એટલે જીવન નભનો તારો, અને સંસાર પ્રવાસમાં
જીવન ભરનો સાથી.

*  *     *  *

સુઘડ નાર સંસારમાં, સાચો સુખનો પાય !
તારણ એજ ત્રિવેણી છે, નીતિ શાસ્ત્રનો ન્યાય !

*  *     *  *

**શરીર**ના મોહ કરતાં આત્માનાં આરાધન અર્થેજ
લગ્ન હોઈ શકે !

*  *     *  *

સતિ મન પતિ સુખ ધામ—બ્હેની-
સતિ મન પતિ સુખ ધામ-
અન્ય ન કો   વિશ્રામ ! બ્હેની,
સ્મરણ પતિનું, ભજન પતિનું, જપતી પતિનું નામ !
ઘેલી પતિની, વ્હાલી પતિની, પતિ વિણ ભૂલે ભાન !
બ્હેની-સતિ મન પતિ સુખ ધામ !!!

જ્ઞાનને લક્ષ્મીની માળા, દંપતી મંગળ કરો;
પ્રભુની ભદ્ર આશિષો, દંપતી જીવન ભરો.

શ્રી ગણેશ પ્રી. પ્રેસ. ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.